# श्रीसर्ववेदान्तसिद्धान्तसारसंग्रहः



अनुवादक अने प्रकाशकः

स्वामी रेवानन्दगिरि
श्रीपरमहंससंन्यासाश्रम.
मु. साणंद.



॥ तत्सत्परमात्मने नमः ॥

श्रीमज्जगद्गुरुआद्यश्रीशंकराचार्यविरचितः

# श्रीसर्ववेदान्तसिद्धान्तसारसंग्रहः



:: अनुवादक अने प्रकाशक ::

स्वामी रेवानन्दगिरिः

मु. साणंद.



संशोधक :

श्रीमद्–यतिमुकुन्दाश्रमजी

( व्याख्यानवाचस्पतिः ) खंभात.



मलवानुं ठेकाणुं :

स्वामीश्री रेवानन्दजीमहाराज

श्रीपरमहंससंन्यासाश्रम.

मु. साणंद.

मूल्य १–४–०

श्रीसर्ववेदान्तसिद्धान्तसारसंग्रहकर्ता—



॥ भगवत्पूज्यपादश्रीमदाद्यशंकराचार्याः सशिष्याः ॥

श्रीशंकराचार्यमथास्य पद्मपादं च हस्तामलकं च शिष्यम् ।
तं त्रोटकं वार्तिककारमन्यानस्मद्गुरून्संततमानतोऽस्मि ॥

Lakshmi Art Bombay, 8



॥ तत्सत्परमात्मने नमः ॥

# अर्पणपत्रिका

श्रीमत्परमहंसपरिव्राजकाचार्यवर्य—पदवाक्यप्रमाणपारावारपारीणय-

मनियमासनप्राणायामप्रत्याहारध्यानधारणासमाध्यष्टांग

योगानुष्ठाननिष्ठागरिष्ठतपश्चक्रवर्त्यनाद्यविच्छिन्नगुरुपरंपरा

प्राप्तषड् दर्शन संस्थापनाचार्यव्याख्यानसिंहा-

सनाधीश्वरसकलवेदार्थप्रकाशक सांख्यत्रयी

प्रतिपादकसकलनिगमागमसारहृद्य

वैदिकमार्गप्रवर्तकसर्वतंत्रस्वतंत्र

श्रीमद्राजाधिराजजगद्गुरुभु-

मंडलाचार्यश्रीमच्छंक-

राचार्यस्वामिच-

रणकम

लेषु

अखिल आर्यावर्त बौद्धाछन्न हतो, वेदबाह्यनी अहिंसा-नो नाद विश्वपोषक यज्ञ—कर्ममर्यादानो भंग करवा गुंजतो हतो. अधिकारने अळगो राखी गमे तेने माटे तत्त्वज्ञाननां द्वार खोली नाखवामां आव्यां हतां. वर्णाश्रम मर्यादानो भंग थतां गमे ते राजा बनी बेठा. तेथी धर्ममां, गृहमां, समाजमां, राज्यमां सर्वत्र अव्यवस्था प्रसरी हती. जेथी धर्मप्राण भारतनो अन्त आववानी तैयारी हती. तेज वखते श्रीशिवस्वरूप शंकर भगवान प्रगट थया. अने अधिकारने मोखरे राखी अद्वैत सिद्धान्तने आधारे पामरथी ज्ञानी अने रैयतथी राजा सुधी सर्वना जीवननी सुव्यवस्था करी श्रीसनातनधर्मना सेतुने सुदृढ कर्यो. एवा श्रीमज्जगद्गुरु आद्य शंकराचार्य महाराजनी विमळ वाणी ( श्रीसर्ववेदान्तसिद्धान्त सारसंग्रहरूप )मां मारी अशुद्ध भाषाने ड्बावी शुद्ध करी एज शब्दपुष्पांजलि नम्र भावे अर्पण करुं छुं. ॐ.

सं. १९८७ महाशिवरात्रि
मु. साणंद.
श्री परमहंस सन्यासाश्रम.

अर्पनार हुं छुं
सदैव आचार्य चरणकमलमक-
रंदनो अभिलाषी
स्वामी रेवानन्दगिरिः





तत्सत्परमात्मने नमः

# निवेदन



' ॐकारप्रभवा वेदाः' । अर्थात् सर्व वेदोनुं मूळ प्रणव (ॐ) छे तेमज ' वेदे सर्वं प्रतिष्ठितम् ' आ समग्र विश्व वेदमां प्रतिष्ठित छे. श्री वेद भगवान् अनन्त ज्ञानविज्ञानरूप समृद्धियोनुं आलय छे. श्री वेद रहस्य निगूढतम छे. संसारासक्त जीवो तेमां निमज्जन करी सार काढवा समर्थ नथी. वेदना साररूप दिव्य आधार विना, प्रमादमां पडी स्वस्वरूप भूलेला मंदप्रज्ञ जीवो अन्य प्रकारे अज्ञान अंधकारमांथी नीकळी शके तेम नथी. तेवा जीवोनो उद्धार करवा अधिकारानुसार निष्काम कर्म, निष्काम उपासना अने ज्ञानद्वारा, मल विक्षेप अने आवरणना नाशनो उपाय योजी " परमानन्दनी प्राप्ति तथा अनर्थनी निवृत्तिरूप " मोक्षद्वारनी अमूल्य चावी आपवा माटे त्रिनेत्र चन्द्रभूषण ज्ञानस्वरूप श्री सदाशिवे, घोर पापमय कलियुगमां कलिमलग्रस्त जीवोपर दया करी अवतार धारण कर्यो. तेज श्री अद्वैताचार्य श्रीसनातन धर्मोद्धारक आद्य **श्रीमच्छंकराचार्य महाराज !**

श्रीमज्जगद्गुरु आद्य शंकराचार्य शिवावतार छे. ए वात अमे अमारी कल्पनाथी कहेता नथी पण तेमां शास्त्र प्रमाणो छे यथा—

## कूर्मपुराणे—

भविष्यत्यवतारेण, शंकरो नीललोहितः
श्रौतस्मार्तप्रतिष्ठार्थं, भक्तानां हितकाम्यया ॥
उपदेक्ष्यति तज्ज्ञानं, शिष्याणां ब्रह्मसंमितम् ।
एतद्विप्रा निषेवन्ते, संन्यासेनोपचारतः ।
विसृज्य कलिजान् दोषान्, यान्ति ते परमंपदम्॥

## स्कंदपुराणे—

ततोऽहं यतिरूपेण, तीर्थान्नारदसंज्ञिकान् ।
उद्धृत्य स्थापयिष्यामि, मूर्तिं लोक हितेच्छया॥

## वायुपुराणे—

चतुर्भिःसह शिष्यैस्तु, शंकरोऽवतरिष्यति ।
व्याकुर्वन् व्याससूत्रार्थं, श्रुतेरर्थं यथोचितान् ॥

अखण्डानन्दस्वरूप परमप्रकाशपरब्रह्म श्रीमन्नारायण, पद्मभव, (ब्रह्मा)श्री वशिष्ठ, श्रीशक्तिमुनि, महर्षिश्री पराशर,

श्रीवेदव्यास भगवान, श्रीशुकमुनि, श्रीगौडपादाचार्य, श्रीमद्गोविन्दपादाचार्य, परमपूज्य प्रातःस्मरणीय, स्वनाम धन्य श्रीमद् **आद्यशंकराचार्य महाराज** ए प्रकारे आचार्य परंपरा गत कैवल्य ज्ञाननी प्राप्ति थई छे.

पोते स्थापित करेल अद्वैत सिद्धान्त सुस्थित रहे तेटला माटे भारतवर्षमां दिग्विजय करी; पोताना अंशावतार रूप चतुर्व्युहात्मक चार शिष्योने चारे दिशामां मठनी स्थापना करी आचार्य तरीके स्थाप्या.(१)पूर्वमां **गोवर्धन** मठ तेना आचार्य पू. श्रीपद्मपादने स्थाप्या(२)उत्तरमां **ज्योतिर्मठ** तेना अधिष्ठाता पू.श्री तोटकने निम्या.(३)पश्चिममां **शारदामठ** तेना नियामक श्रीसुरेश्वराचार्यने बनाव्या (४) दक्षिणमां **श्रृंगेरी** मठ तेना अधिकारी पू. श्री हस्तामलकाचार्यने नियुक्त कर्या.

श्रीउपनिषद्, श्रीव्याससूत्र अने श्रीभगवद्गीता ए प्रस्थान त्रयनुं भाष्य करी, पोताना शिष्योने हस्तामलकवत् अध्ययन करावी, भारतवर्षमां भेदवादने परास्त करी अभेदवादनुं साम्राज्य स्थाप्युं. अने अद्वैतानन्दना अमोघ तरंगने भारतवासी सर्व जनोना हृदयमां आंदोलित कर्यो. अस्तु. ॐ

પૂજ્યપાદ આચાર્ય પ્રવર શ્રીમચ્છંકરાચાર્ય પ્રણીત ગ્રંથોમાં એક પ્રકરણ ગ્રંથ છે. તેમાં મંદ બુદ્ધિના જિજ્ઞાસુઓને સહજે અદ્વૈત બોધ થાય તેવો " સર્વવેદાન્ત સિદ્ધાન્ત સાર સંગ્રહ " નામક નિબન્ધ છે. તેની ભાષા

સરલ છે. અને સમગ્ર વેદાન્તની પ્રક્રિયા સારરુપે વર્ણન કરેલ છે. તેની શ્લોક સંખ્યા ૧૦૦૬ ની છે તેની ટીકા કરવાની અન્તઃ કરણમાં ઇચ્છા થઈ. તેથી આચાર્યશ્રીનાં પાપ નાશક પાદપદ્મનું ધ્યાન કરી તેમણે પ્રેરણા કરી તે પ્રમાણે, મંદ જિજ્ઞાસુને સરલપડે તેવીરીતે ગુજરાતી ભાષામાં શ્લોકના અર્થ કર્યા છે. જ્યાં જ્યાં અર્થની સ્પષ્ટતા થઇ છે ત્યાં ત્યાં આચાર્યશ્રીની પ્રેરણાનો પ્રસાદ સમજવો. અને જે સ્થલે ત્રુટિ હોય ત્યાં મારો પ્રમાદ માની સુજ્ઞો " જ્યોં બાલક કહે તોતરી બાતા " એ ન્યાયે સાર ગ્રહણ કરી આનન્દ અનુભવશે એવી નમ્ર અભ્યર્થના છે.

સ્તંભતીર્થ ( ખંભાત ) માં બિરાજતા પરમ કૃપાલુ " વ્યાખ્યાન વાચસ્પતિ "યતિ **શ્રીમુકુન્દાશ્રમજી** મહારાજે આ ગ્રન્થનું સાદ્યંત અવલોકન કરી યથા શકિત સંશોધન કર્યું છે. આ રીતે આ ગ્રંથને પ્રસિદ્ધ કરવાના કાર્યમાં મદદ કરી પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપ્યો છે. તેથી હું તો તેમાં મારા ઉપર દયાજ સમજું છું, પણ તેની સાથે અધિકારીઓ ઉપર પરોપકાર કરવાની તેમની વૃત્તિ છૂપાતી નથી. આથી મારા મનમાં અત્યન્ત આહ્લાદ થાય છે. અને સાચા મનથી તેઓને સહસ્રશઃ ધન્યવાદ આપું છું.

મારા સંન્યાસ પદને અનુરુપ હું વાચક વર્ગને મારો પરિચય આપું તો તે અયોગ્ય નહિજ ગણાય—કચ્છ અને કાઠીઆવાડમાં પોતાના સાધુ પદના પ્રભાવથી સુપ્રસિદ્ધ થયેલ પરોપકાર પરાયણ, જીવન પર્યન્ત સંતસમાજની સેવા

કરનાર. પરમ પૂજ્ય પ્રાતઃસ્મરણીય શ્રીમત્સ્વામી **શ્રીદયાનંદજી** મહારાજ (મુંડીયાબાવા) મંડલેશ્વરજી મહારાજ સાથે નિવાસ કરી તેઓ શ્રીના સત્સંગનો કેટલોક લાભ લીધો ( તેઓશ્રી બે વરસ થયા સમાધિસ્થ થયા છે. તેમની ગાદી પર હાલમાં શ્રીમત્સ્વામી શ્રી ગોવિન્દાનન્દજી મહારાજ છે)

પર્યટન કરતાં દૈવ ઈચ્છાથી સં, ૧૯૬૪ ના આશ્વિન **માસમાં સાનન્દ ગ્રામમાં** મારૂં આગમન થયું. શ્રી નીલકંઠ મહાદેવમાં મુકામ રાખ્યો. ત્યાં કથા પ્રસંગ ચલાવ્યો એ રીતે ત્યાં રહેતાં કેટલાં એક ચાતુર્માસ ત્યાં વ્યતીત કર્યાં.

એક વખતે અમદાવાદના સદ્ગ્રહસ્થો તરફથી ચાતુર્માસ કરવાનું આમંત્રણ થયું. હું ત્યાં ગયો. પાછળથી સાણંદના સર્વે સત્સંગી મંડલે એવો નિશ્ચય કર્યા કે આપણે સ્વામીશ્રીને ચાતુર્માસ માટે અત્રે પાછા લાવીએ. તેથી મુખ્ય કાર્ય કર્તા શ્રીમાન્ સદ્ગુણ સંપન્ન પટેલ **ઈશ્વરદાસ આત્મારામદાસ** તથા બીજા બે ગૃહસ્થો આવ્યા અને અતિ આગ્રહ કરી અષાઢ શુ. ૧૪ ની રાત્રીયે મને સાણંદ લાવ્યા. સાણંદ આવ્યા પછી રા. ઇશ્વરભાઈના અંતઃકરણમાં એવી પ્રભુ પ્રેરણા થઈ કે આશાલે મારે ઘેર મારે ખર્ચે સ્વામીજીનું ચોમાસું કરાવવું. મને તે વાત પ્રદર્શિત કરી અને પોતાને ત્યાંજ બે વખતની કથા શરુ કરાવી. તેમાં વધારે રસ પડવાથી બીજે વરસે પણ તેજ રીતે બન્દોબસ્ત કર્યો. છેવટે સમય જતાં સર્વના મનમાં એ વિચાર આવ્યો કે આ જ્ઞાન

પ્રવાહ ચાલુ રહે તેવું સ્થાન થાય તો ઠીક. એ **સંકલ્પ** સિદ્ધ થવાનો સમય ઇશ્વર ઇચ્છાથી જલદી આવ્યો. તેજ દિવસે **પટેલ ઈશ્વરભાઇ આત્મારામદાસ** અને પંચાલ **ફકીરચંદભાઈ** તરફથી દ્રવ્ય પ્રદાન થયું. ત્યાર પછી તે બન્ને પુરુષોના મહાન્ પ્રયત્નથી અને અન્યગૃહસ્થોની સહાયતાથી દ્રવ્યની સારી રકમ એકત્ર થઇ ત્યાર પછી ગૌ બ્રાહ્મણ પ્રતિપાલ નામદાર સાણંદ ઠાકોર સાહેબ શ્રી **જયવંતસિંહ સાહેબ** અને તેમનાં માતુશ્રી ગંગાસ્વરૂપ રાજ માતા શ્રી **હીરાબા સાહેબ** એ એોની પૂર્ણ સહાયતાથી ને પૂર્ણ પ્રેમથી મેં જ્યાં કહ્યું ત્યાં મને જેટલી જોઇએ તેટલી પડતર ભૂમિ આશ્રમ કરવા સારુ મંજુર કરી આપી.

આશ્રમનું ખાત મૂહૂર્ત રા. રા. ભટ્ટ સાહેબ શ્રી **ધીરૂભાઇ કૃપાશંકરભાઈ** સાણંદ તાલુકા મહાલકારી અને સાણંદ તથા કોઠસ્ટેટના મેનેજર સાહેબ રા. રા. **દુર્લભરામજી** જેઠારામભાઇ એ બેઉ અમલદારોના શુભ હસ્તે થયું. પટેલ ઇશ્વરભાઇ અને ફકીરચન્દ ભાઇ એ કટિબદ્ધ થઈ કાર્યને ચલાવ્યું ઇશ્વર કૃપાથી થોડા માસમાં બાંધકામ પૂર્ણ થયું. શુભ મુહૂર્તમાં તેમાં મારો નિવાસ કરાવ્યો. અને તેજ દિવસથી **શ્રી પરમહંસ સંન્યસ્તાશ્રમ** " એવું તે સ્થાનનું નામ રાખવામાં આવ્યું. તેમાં પરમહંસ સંન્યાસીઓ તેમજ અન્ય હરકોઇ સંપ્રદાયના સુયોગ્ય મહાત્માઓ નિવાસ કરી શકે છે. તેઓનો ભોજનાદિ પ્રબન્ધ હાલ પણ ચાલે છે. અને ચાતુર્માસમાં કથા પ્રસંગ પણ ચાલ્યા કરે છે.

સંતોના અન્નની સુયોગ્ય વ્યવસ્થા ચાતુર્માસની કથા પ્રસંગ નિમિત્તેજ સારી રીતે થઇ જાય છે. આ સંન્યસ્તાશ્રમમાં અન્ય કાંઇ પણ નિયમીત આવક અથવા ક્ષેત્ર વીગેરે નથી પરન્તુ વિશ્વંભર પ્રભુની કૃપાથી મહાત્માઓનું ભરણપોષણ થયા કરે છે.

( भोजनाच्छादने चिन्ता वृथा कुर्वन्ति वैष्णवाः ) એ વચનમાં વિશ્વાસ રાખીને પ્રભુસ્મરણમાં સદા નિમગ્ન રહીએ છીએ.

તેમ હાલ સુધીમાં આશ્રમની સેવામાં મદદરૂપ કોઇ પણ શિષ્ય કર્યો નથી. ખરી રીતે શિષ્યાદિકોમાં સુખની ઇચ્છા રાખવી તે પણ ઠીક નથી. છતાં જેનો સંસ્કાર મારા સાથે હશે તે અહી રહીને સેવા કરશે.

કડવા પાટીદારની જ્ઞાતિમાં પટેલ આત્મારામ ઓધવજી નામે પુણ્યશાલી પુરૂષ થયા તેમના સુપુત્રો ત્રણ થયા [૧] પટેલ ઇશ્વરભાઈ (૨) પટેલ વેણીરામભાઇ(૩) પટેલ ભાઇલાલભાઇ પા. ઇશ્વરભાઇના [૧] કાલીદાસભાઈ [ ૨] વ્રજલાલભાઇ એ બે સુપુત્રો છે. પા. વેણીરામભાઈને [૧] ભાઇ રતીલાલ. (૨) ભાઈ બળદેવ એ બે સુપુત્રો છે. પા. ભાઇલાલભાઈને ભાઈ ગોવર્ધનલાલ (૨) ભાઇ ભોગીલાલ (૩) ભાઈ અંબાલાલ એ ત્રણ પુત્રરત્નો છે. પા. આત્મારામનો વંશ ઉપર મુજબ છે. તે સર્વ ધન અને આબરૂ વાળો હોઇ સુખી છે. આ સંસારમાં સુખની પ્રાપ્તિ એ પુણ્યનું ફલ છે. ધન., ધાન્ય, પ્રતિષ્ટા છતાં ધર્મ ભાવના થવી એ ઉત્તમ પુન્યની નિશાની છે. એવા પુણ્યના પ્રભાવથી સંત સમાગમનો ઉત્તમ લાવો લઈ સંવત ૧૯૭૭ ભાદરવા સુદી ૧૧ ને દીવસે વેણી-

રામભાઈએ સ્વર્ગનો માર્ગ લીધો. તેમજ સંવત ૧૯૮૧ અષાઢ કૃ. ૫ ને દીવસે ઇશ્વરભાઇયે પરમાર્થનું ભાતું ભરી પરલોક (મોક્ષ)નો રસ્તો પકડયો. સદ્‌ગત બન્ને ભાઈયોનો આત્મા પૂર્ણ વ્યાપક અભેદ સ્વરૂપમાં નિમગ્ન હો એવો અમારો આશીર્વાદ છે.

સર્વથી નાના ભાઈ ભાઇલાલભાઇ પોતાના સ્વર્ગવાસી બન્ધુઓના સર્વ પુત્રોમાં પ્રેમપૂર્વક એકતા રાખી, સર્વને પોતાના પુત્રો ગણી વ્યવહારનાં સર્વ કાર્ય કરે છે અને "જહાં સંપ તહાં સંપત્તિનાના" એ શ્રી. તુલસીદાસના અપૂર્વ વચનનો અનુભવ કરતાં, પોતાના વડીલ બન્ધુ પા. ઇશ્વરભાઇએ નક્કી કરેલ પરોપકારના પંથ પર રહી સહ-કુટુંબ આશ્રમની સેવામાં પ્રથમના જેવો જ ભાગ લીધા કરે છે. તે સર્વ કુટુંબ પ્રતિ મારા હાર્દિક આશીર્વાદ પૂર્વક ધન્યવાદ છે.

પંચાલ ફકીરચન્દ જેઠાભાઈ જેઓ પરમ વિવેકી અને પરોપકાર પરાયણ છે તેમની પા. ઇશ્વરભાઈ સાથે ગાઢ મૈત્રી હતી. ભિન્ન જ્ઞાતિના છતાં તેમનું વિચાર ઐક્ય લોકાતીત હતું. આદીથી અન્ત સુધી તે તેવું જ રહ્યું. આનું જ નામ નિસ્કારણ સ્વાર્થ શુન્ય નિર્મલ નેહ છે. વ્યવહારમાં વિહરતા પુરૂષોને આ આદર્શ દ્રષ્ટિ આગળ રાખવા યોગ્ય છે. ફકીરચન્દભાઇને ભાઈ અંબાલાલ નામે પુત્ર રત્ન છે. પરમાત્મા તેમને સન્મતિ આપો એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે. તેઓ પોતાના પુજય પિતાજીને પગલે ચાલી તેમના પિતાએ જે ધર્મ સંસ્કારનાં બીજ રોપ્યાં છે તેને પોષી નવપલ્લવ બનાવે એવો મારો આશીર્વાદ

છે. રા. ફકીરચન્દભાઇને તેમના પુત્ર સાથે અનેક ધન્યવાદ છે.

જે જે હરિજનોને અમારો અંગત સમાગમ થયો છે તે સર્વનાં નામ લખતાં ગ્રંથ વધે માટે તેમ ન કરતાં સર્વનો એક સાથે જ ધન્યવાદ માનીએ છીએ. એજ ૐ શમ્.

લી.

સ્વામી રેવાનન્દગિરિના

નારાયણ સ્મરણ.

ॐ

तत्सत्परमात्मने नमः

# ઉપોદ્‌ઘાત.

---

પુજ્યપાદ ભગવાન્ શ્રીશંકરાચાર્ય મહારાજ વિરચિત આ "સર્વવેદાન્તસિદ્ધાંન્તસારસંગ્રહ" નામક ગ્રંથ ગુજરાતી ટીકા સહિત આજ દિવસ સુધીમાં પ્રસિદ્ધ થયો હોય તેવું જાણવામાં નથી. તેમ જ કાંઞીવરમ્ (શિવકાંચી) અને પુનાથી શ્રીશંકર ગ્રન્થાવલિ પ્રસિદ્ધ થયા પહેલાં આ તરફ સદરહુ ગ્રંથનો વિશેષ પ્રચાર પણ નહોતો. શ્રી અદ્વૈતાચાર્યની અમૃતમય અલૌકિક વાણીનું તેઓશ્રીના બીજા ગ્રંથોદ્વારા પાન કરી જેમણે આનંદ અનુભવ્યો છે તેમને આ ગ્રંથથી અવશ્ય અધિક આનંદ પ્રાપ્ત થશે. કારણકે આ ગ્રંથમાં વેદાન્ત સિદ્ધાન્તની પ્રાયશઃ સર્વ વાતોનું કથન કરવામાં આવેલ છે. જેને દુઃખમય સંસારમાંથી મુકત થવાને તીવ્ર ઇચ્છા થઇ હોય તેણે ખાસ કરી વેદાન્તનું જ શરણ લેવું જોઈએ.

આ વિશાલ બ્રહ્માંડમાં વ્યાકુલ થએલા અનેક જીવો ઘટીયંત્રની પેઠે, દેવ મનુષ્ય અને તિર્યક્ વિગેરે ભિન્ન ભિન્ન યોનિયોમાં વારંવાર ભમ્યા જ કરે છે. દેહાભિમાની જીવને શરીર ધારણ કર્યા પછી શારીરિક, માનસિક, અને દૈવી દુઃખથી મુકિત મળતી નથી. કીટ પતંગથી લઈને હિરણ્યગર્ભ સુધી સર્વને ન્યુનાધિક સુખ દુઃખે જકડી

રાખેલ છે. પ્રાણી ત્રિતાપથી બળતો હોવાથી તેને દુર કરવા અનેક ઉપાયો કરે છે. પરંતુ મોહાન્ધ જીવ સુખના વાસ્તવિક ઉપાયને સમજતો નથી. તેથી ચંદન, હાર, સ્ત્રી, પુત્ર, સત્તા, સંપત્તિ, પ્રતિષ્ટા આદિ સૃષ્ટિના વિષયો પ્રાપ્ત કરી તે વડે દુઃખ દૂર કરવા અને સુખ મેળવવા ઇચ્છે છે. પણ ઉક્ત ઉપાયથી સુખનું સ્વપ્ન પણ આવતું નથી. પ્રત્યુત દુઃખ વૃદ્ધિ થાય છે આવો પ્રકાર હોવાથી વિચારશીલ પુરૂષો વિષયનાં સુખોમાંથી વૃત્તિને પાછી વાળી, શાસ્ત્રમાં કહેલા ઉપાયોનું અવલંબન કરે છે કેમકે શાસ્ત્રીય ઉપાયજ દુઃખને દુર કરવામાં તથા સુખને મેળવી આપવામાં અમોઘ હેતુ છે. તેથી અત્રે એ બાબતનો વિચાર કરીએ કે અખંડ સુખ મેળવવાને શાસ્ત્ર કેવા પ્રકારના ઉપાયો બતાવે છે.

સંસારમાં જન્મ ધારણ કરનાર દરેક જીવાત્માના અંતઃકરણમાં (૧) મલ (૨) વિક્ષેપ (૩) આવરણ એ ત્રણ પ્રકારના દોષો રહે છે. તેને દુર કરવા વેદમાં ત્રણ ઉપાયો બતાવ્યા છે. (૧) કર્મ (૨) ઉપાસના (૩) જ્ઞાન. નિષ્કામ કર્મ કરવાથી મલ–પાપ–નાશ પામે છે. ઉપાસનાથી ચિત્ત એકાગ્ર થાય છે. કર્મ અને ઉપાસનાથી નિર્મળ તથા એકાગ્ર થએલું મન દૃઢ હોય છે. તેમાં જ્ઞાનના સંસ્કાર નાખવાથી આવરણ–અજ્ઞાન–નો નાશ થાય છે. આ રીતે શાસ્ત્ર પ્રબોધિત ઉપાયોનું ટુંકામાં વિવેચન કરવામાં આવ્યું પણ સામાન્ય જીવો તેને સ્પષ્ટ સમજી શકતા નથી. માટે અત્રે તેનું વિવરણ કરીએતો અસ્થાને ગણાશે નહિ.

વેદાન્ત શ્રવણનો અધિકાર પ્રાપ્ત કરવામાં વિવેકાદિ સાધનો ( જેનું સ્પષ્ટ વર્ણન આ ગ્રન્થમાં કરવામાં આવેલ છે. ) ની જરૂર જ છે તેની પ્રાપ્તિનો ઉપાય બતાવતાં ભારતવર્ષના ઉદ્ધારક વેદાન્તાચાર્ય ભગવાન્ ભાષ્યકાર શ્રીશંકરપ્રભુ કહે છે કે—

**स्ववर्णाश्रम धर्मेण, तपसा हरि तोषणात् ।**
**साधनं प्रभवेत् पुंसाम, वैराग्यादिचतुष्टयम् ॥**

" પોતાના વર્ણાશ્રમ ધર્મોનું પાલન કરવારૂપ તપથી હરિ સંતોષ પામે છે તેથી વૈરાગ્યાદિ ચારે સાધનો પુરૂષને મળે છે. " ટુંકામાં સાધન પ્રાપ્તિનું સાધન ધર્મ છે. ધર્મજ મનુષ્યને પવિત્ર બનાવી સુખનો અધિકારી કરે છે. માટે શ્રી કૃષ્ણ પરમાત્મા પણ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહે છે કે—

**यज्ञदानतपः कर्म, न त्याज्यं कार्यमेव तत् ।**
**यज्ञो दानं तपश्चैव, पावनानि मनोषिणाम॥**

યજ્ઞ, દાન, અને તપરૂપ કર્મો ત્યાગવા યોગ્ય નથી પણ કર્તવ્યરૂપ–કરવા જેવાં છે. કેમકે યજ્ઞ, દાન અને તપ વિચારકોને પણ પાવન કરનારાં છે.

મલ અથવા પાપ નામક દોષનો નાશ કરનાર કર્મ છે એમ કહેવામાં આવ્યું છે તો અત્રે પ્રથમ કર્મનો વિચાર કરીએ. અત્રે એક વાત ધ્યાનમાં રાખવી કે ધર્મ–કર્મનો અર્થ એક જ છે. ધર્મમાં પ્રકૃતિની મુખ્યતા હોય ત્યારે

ધર્મ કર્મરૂપ કહેવાય છે. જ્યારે ધર્મમાં પ્રેમભાવના મુખ્ય હોય ત્યારે ધર્મ ઉપાસના કહેવાય છે. અને તેમાં જ્ઞાન— વિચાર ભાવના મુખ્ય હોય ત્યારે ધર્મ—જ્ઞાન કહેવાય છે. કર્મમાં મુખ્યતા યજ્ઞની છે. વેદમાં યજ્ઞો બહુ પ્રકારના કહેલા છે, જેવા કે—બ્રહસ્પતિ યજ્ઞ. અશ્વમેધ યજ્ઞ, સોમયજ્ઞ, દર્શરાત્રીયજ્ઞ, દર્શપૌર્ણીમાસયજ્ઞ, રાજસુયયજ્ઞ વગેરે તેમજ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં—દ્રવ્યયજ્ઞ, તપયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, સંયમયજ્ઞ, પ્રાણુયજ્ઞ ઈત્યાદિ કહેલ છે. તેમાથી પોતાના અધિકાર પ્રમાણે યજ્ઞકર્મને ગ્રહણ કરી તે કર્મને શ્રદ્ધાભક્તિ પુર્વક યથાવિધિ કરી શ્રી પરમાત્માને અર્પણ કરવું. એ રીતે નિષ્કામ ભાવનાથી કર્મ કરવાથી ચિત્ત શુદ્ધ થાય છે.

દાન પણ ચિત્તશુદ્ધિમાં ઉપકારક છે. દાનના પ્રકાર પણ બહુ છે. વિદ્યાદાન, પુસ્તકદાન, અન્નદાન, દ્રવ્યદાન, ગોદાન, ભૂદાન, કનકદાન, કન્યાદાન આદિ છે. દેશ, કાળ, પાત્રનો વિચાર કરી યથાશક્તિ દાન આપવાથી મમતા શિથિલ થાય છે. સર્વ દાનોમાં પક્વ અન્નનું દાન કરવાનું કામ સરલ છે. ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કે વૈશ્વદેવ થઈ ગયા પછી જે અતિથિ આવે તેને વિષ્ણુસ્વરૂપ સમજી ભોજન આપવું. માટે ગૃહસ્થાશ્રમીઓએ એ કર્મમાં તત્પર રહેવું.

પ્રાચીન મુનિયોયે હજારો વર્ષ તપ કર્યાની વાતો આપણે પુરાણોમાંથી શ્રવણ કરીએ છીએ. એ વાત બીજા યુગોની છે. કલિયુગમાં મનુષ્યનું થોડું જીવન છે. તો તેને અનુસરી

તપ કરવું જોઈએ. સ્વવર્ણાશ્રમ ધર્મ પાલન એ તપ છે. જીવાત્મા જે વર્ણ અથવા આશ્રમમાં હોય તે વર્ણાશ્રમધર્મનું પાલન કરતાં જ્યાં જ્યાં ધર્મને માટે સ્વાર્થનો ભોગ આપવાનો પ્રસંગ આવે, ત્યાં અડગ રહી ભોગ આપવો. તેમ કરતાં લાભ, હાનિ, સુખ, દુઃખ, માન, અપમાન વગેરે જે આવી પડે તેને વેઠીને ધીરજથી ધર્મને વળગી રહેવું. કદિ પ્રાણ-પરિત્યાગનો પ્રસંગ આવે તો પણ હસ્તે મુખે તે પ્રસંગને અપનાવવો એ એક પ્રકારનું તપ છે.

શ્રી ગીતાજીમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ ત્રણ પ્રકારનાં તપ કહેલ છે—**देव द्विज गुरु प्राज्ञपूजनं शौचमार्जवम् । ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥** અર્થ—દેવનું, દ્વિજનું, ગુરૂનું અને જ્ઞાનીનું પૂજન કરવું, પવિત્રતા (શરીરની) રાખવી, સરલતા અને બ્રહ્મચર્યનું પાલન કરવું તથા અહિંસક રહેવું એ શારીરિક અથવા કાયિક તપ કહેવાય છે.

**अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् । स्वाध्याया-भ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥** અર્થ—કોઈને ઉદ્વેગ ન કરે. તેવું સત્ય, પ્રિય અને હિતકારી વચન બોલવું, તેમજ નિત્યસ્વાધ્યાય કરવો અર્થાત્ શ્રેષ્ટ કર્તવ્યમાં પ્રેરીને જોડી રાખે એવા સદ્ગ્રંથોનું પઠન પાઠન કરવું એને વાચિક અથવા વાણીનું તપ કહે છે.

**मनः प्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः । भावसंशु-द्धिरित्येतत्तपो मानसमुच्यते ॥** અર્થ—મનની પ્રસન્નતા, શાન્ત

સ્વભાવ, મૌન, મન અને ઇંદ્રિયોનો નિગ્રહ તથા ભાવનાની શુદ્ધિ એ માનસ્ તપ કહેવાય છે.

એ સિવાય કૃચ્છ્રચાન્દ્રાયણ, પંચાગ્નિતાપવા, ઋતુના પ્રભાવો સહન કરવા, વાનપ્રસ્થઅવસ્થા જ તપરૂપ છે, એકાન્તમાં બેસી વેદાન્ત ગ્રંથનો વિચાર કરવો એ પણ તપ છે. અને વૈરાગ્ય એ પરમ તપ છે.

ઉપરોક્ત યજ્ઞ, દાન અને તપ મનુષ્યને પાવન કરનાર ચિત્તની શુદ્ધિ કરનાર છે. સર્વ કર્મની જ્ઞાનમાં સમાપ્તિ થાય છે. સર્વ દાનોમાં અભયદાન (જન્મમરણનો ભય ટાળ-નાર મોક્ષદાન) ઉત્તમોત્તમ છે. અને જ્ઞાન એજ પરમ તપ છે અર્થાત્ યજ્ઞ, દાન અને તપની પરાકાષ્ટા જ્ઞાન જ છે.

યજ્ઞાદિ કર્મથી મનને નિર્મળ બનાવી શકાય. છે તેમ ઉપાસના દ્વારા મનની એકાગ્રતા સિદ્ધ થાય છે. જેમ ચાલતા દર્પણમાં પોતાનું પ્રતિબિમ્બ સ્પષ્ટ જોઇ શકાતું નથી. તેમ ચંચળ ચિત્તમાં તત્ત્વજ્ઞાનના ગૂઢ વિચારો ઠરી શકતા નથી. માટે મનને એકાગ્ર કરવાની પરમ આવશ્યક્તા છે. મનને એકાગ્ર કરવાનું સર્વોત્તમ સાધન 'પ્રભુપ્રેમ' પરમાત્મભક્તિ છે. વ્યવહારમાં રહેનારને એ અનુભવ છે કે મનમાં જે વસ્તુ પ્રિય હોય તેનુ મન વારંવાર સ્મરણ કરે છે. મન જેનું પ્રેમપૂર્વક વા દ્વેષપૂર્વક વારંવાર સ્મરણ કરે છે તેના સંસ્કાર અંત:કરણમાં દૃઢ થાય છે એટલે કેટલોક સમય જતાં સ્વાભાવિક જ તે વાત વારંવાર યાદ આવ્યા કરે છે. આ રીતે મન. એક જ વસ્તુ ઉપર ઘણા સમય સુધી રમ્યા કરે

અને બીજી કોઇ વાત સ્ફુરે તેને એકાગ્રતા કહે છે. મન સંસારના વિષયોમાં રમ્યા કરે છે. તેમાંથી પાછું હઠાવી તેને પરમાત્મામાં રમતું કરવા યત્ન કરવો એજ ઇશ્વર ભકિત છે. પ્રભુ ભકિત ઉપર મનને ચડાવવાનો ઉપાય અભ્યાસ અને વૈરાગ્ય એ મુખ્ય છે. उत्साह रूप प्रयत्नस्य पुनः पुनरनुष्टानत्व मभ्यासत्वम् ॥ ઉત્સાહ રૂપ પ્રયત્નનું વારંવાર અનુષ્ઠાન કરવું એ અભ્યાસ છે. એટલે પ્રેમ પૂર્વક મનને પરમાત્માભિમુખ કરવું એ અભ્યાસ છે, માનવનું મન નિત્ય નુતન રૂપ માયામાં ભટકતું હોવાથી તેને હમેશાં નવું નવું જાણવાની અને જોવાની ટેવ પડી છે. તેથી તે ભૂતની પેઠે ભમતું રહે છે. તેને પરમાત્મ સ્વરૂપમાં સ્થિર કરવા તેની આસપાસ વૈરાગ્યની વાડ કરવાની અનિવાર્ય અગત્ય છે विषयवैतृष्ण्यं वैराग्यम् ॥ વિષયની તૃષ્ણાનો ત્યાગ એજ વૈરાગ્ય. વૈરાગ્યનો નાશ કરનાર કામ છે માટે પરમાત્માની સહાયથી તેનો નાશ કરવો જોઇએ. કામનો નાશ કરનાર અમોઘ શસ્ત્ર " અસંગ " છે અસંગ રહેવાનો આરંભનો ઉપાય સંસારના પદાર્થોનું દોષ દર્શન છે. પદાર્થોમાં દોષ દર્શન કેવીરીતે કરવું ? એમ જિજ્ઞાસા થાય તો તેની તૃપ્તિને માટે આ ગ્રંથમાં શ્લોક ૨૪ થી ૮૯ સુધી શ્રીમજ્જગદ્ ગુરૂએ બતાવેલ છે તેનું વારંવાર શ્રવણ મનન કરવાથી અંતઃકરણસ્થ કામ ભાવના શિથિલ લઈ વૈરાગ્ય ભાવના દઢ થાય છે કદિ લાંબો સમય ન મળે તો હમેશાં ૨૭ થી ૪૦ શ્લોકનો પાઠ પણ ઉપકારક છે. એ રીતે અભ્યાસ અને વૈરાગ્યથી મનની બહારની ગતિનો નિરોધ કરી શકાય છે.

વર્તમાન સમયમાં મુખ્યતા યંત્રોની છે. મુસાફરી કરવા વાળા લોકોની વૃત્તિનું અવલોકન કરીએ તો સમજાશે કે તેઓ પગે ચાલીને મુસાફરી કરવા કરતાં ગાડીમાં બેસી મુસાફરી કરવાનું જરૂર પ્રસન્ન કરે છે. ગાડીમાં પણ બળદ ગાડી કરતાં ઘોડાગાડીને ઇચ્છે છે. તેનાથી ઉતાવળા રેલવેને ચાહે છે તેમાં પણ લોકલ કરતાં ફાસ્ટ અને તે કરતાં પણ મેલ ગાડીમાં મુસાફરી કરવાનું પ્રસન્ન કરે છે. તેનાથી ઉતાવળાની મતિ મોટર સુધી પહોંચે છે. તેનાથી ઉતાવળા વિમાનમાં બેસી જલદિ પહોચવાની આશા રાખે છે તેવીજ રીતે ઇશ્વરપર પ્રેમ કરવામાં અથવા સંસારના પદાર્થોમાં વૈરાગ્ય કરવામાં પણ જો મનુષ્ય પોતાની ઉતાવળ અને અધીરતાને આગળ કરે છે તો ઘણે ભાગે કામ સુધારવાને બદલે બગડે છે માટે આરંભ ધીરજ રાખીને કરવો જોઇએ. તોજ લાભ થાય છે કારણ કે મુસાફરી કરનારને ઉતાવળનું કામ હોવાથી તે તો છેવટની એટલે વિમાનનીજ મુસાફરી કરવા ઇચ્છે છે પણ એ ઇચ્છાને પૂર્ણ કરનાર નાણાં છે જો તેનાં ઠેકાણાં ન હોય તો ઉતાવળી વૃત્તિને દાબી પોતાની સંપત્તિ પ્રમાણે ગાડીની કે પગની મુસાફરી કરવી પડે છે. તેમ પ્રભુ ભકિતમાં પણ દૈવી સંપત્તિ રૂપ ધન જેટલું હોય તેના પ્રમાણમાં જ મનનો વેગ થાય છે. દૈવી સંપત્તિ મેળવવાનો ઉપાય તુલસીદાસજી મહારાજ ટુંકમાં બતાવે છે કે—

जननी जनक बन्धु सुत दारा
तनु धन भवन सुहृद परिवार ॥

सबके ममता ताग बटोरी.
मम पद मनहिं बांध बटी डोरी ॥

समदर्शी इच्छा कछु नाहीं
हर्ष शोक भय नहि मन मांहि ॥

सो सज्जन मम उर बश कैसे,
लोभी हृदय बसत धन जैसे ॥

અર્થ—માતા, પિતા. ભાઈ, પુત્ર, સ્ત્રી, શરીર, ધન, ઘર, મિત્ર કુટુંબ એ સર્વ પરના મમતા રૂપ તારો એકત્ર કરીને તેની દોરી બનાવી તે દોરીથી મનને પરમાત્માના ચરણમાં બાંધી દેવું જેનું મન પરમાત્મસ્વરૂપમાં સંલગ્ન છે તે ભકત સર્વત્ર સમ જોનાર હોય છે. કોઇના ઉપર તેને રાગ દ્વેષ હોતા નથી. તેમ પ્રભુ પ્રેમ સિવાય તેના મનમાં બીજી કશી ઈચ્છા હોતી નથી ભકતની જ્યાં જ્યાં દષ્ટિ જાય ત્યાં ત્યાં શ્રીહરિને જ જુએ છે, તેથી તેના મનમાં હર્ષ. શોક કે ભય થતો નથી. આવી સ્થિતિ જેને પ્રાપ્ત થઇ છે તે ભકત, પ્રભુના અંતઃકરણમાં જેમ લોભીના હૃદયમાં સદાય ધન વસે છે. તેમ સદા નિવાસ કરે છે.

ઉપર બતાવેલ અથવા અન્ય પ્રકાર કોઈ મહાત્મા પાસેથી સમજી પ્રભુ ભકિત અંતઃકરણમાં સ્થિર થાય એવો પ્રથમ યત્ન કરવો. તે અભ્યાસ દૃઢ થતાં મન એકાગ્ર થાય છે. નિર્મળ તથા એકાગ્ર મન ઉપર જ્ઞાનનો પ્રકાશ પડતા વાર લાગતી નથી. મનમાં જ્ઞાન પ્રકાશ પડતાં જ આવરણનો ભંગ થાય છે. એટલે જ્ઞાન દૃઢ થયું કહેવાય.

## એવા પ્રકારના જ્ઞાનથી અખંડ આનંદનો અનુભવ થાય છે

ૐ

શ્રીમજ્જગદ્ ગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજે " શ્રી વેદાન્તસિદ્ધાન્તસારસંગ્રહ " નામક ગ્રંથ શ્રદ્ધાળુ જિજ્ઞાસુઓ માટે જ નિર્માણ કર્યો છે જો કે વિદ્વાનો પોતાના પાંડિત્યથી અનેક પ્રકારના વિકલ્પો કરી ગંભીર શાસ્ત્રાર્થો ઉપજાવી શકે તેવો આમાં અવકાશ છે કારણ કે વિષય તો વેદાન્તનોજ છે, આવા શાસ્ત્રાર્થ જેમાં બુદ્ધિ ગુલાંટો ખાય છે તેનો ઉપયોગ તર્કોને શમાવવામાં કરવાનો છે. પણ જે મુમુક્ષુ શ્રદ્ધાળુ હોઇ તર્કમાં અથડાવા ઇચ્છતો નથી તે તો પોતાનું જે ધ્યેય સત્ય તેને જ પહોંચવા ઇચ્છે છે. અને તેમ કરવામાં તે સુત્ર અને શ્રુતિનું શરણ લે છે, બ્રહ્મસુત્રમાં મહર્ષિ વ્યાસ કહે છે કે तर्काप्रतिष्ठानात् ॥ તર્કની સ્થિરતા નથી. તેમજ શ્રુતિ नैषातर्केण मतिरापनेया તર્ક વડે બ્રહ્મ બુદ્ધિને બગાડવી નહિ, તેવાજ જિજ્ઞાસુ તરફ ધ્યાન રાખીને બ્ર. **બ્ર. સ્વામીશ્રી રેવાનંદજી મહારાજે** આ ગ્રંથની ગુજરાતી ભાષામાં સરલ અને સુંદર ટીકા કરી છે તેનો જિજ્ઞાસુએ જરૂર લાભ લેવો જોઇએ, તેમ કરવાથી અર્થાત્ શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરી અખંડ સુખમાં નિમગ્ન થવું. અસ્તુ.

વેદાન્ત તાત્પર્ય એ છે કે—આ સૃષ્ટિમાં સર્વ પદાર્થો એક સત્યની જ સત્તાથી ચાલી રહેલા છે. સર્વ વસ્તુઓ તેમાં જ અધ્યસ્ત છે–આરોપિત અથવા કલ્પિત છે. જીવ

અદ્વિતીય સત્સ્વરૂપ બ્રહ્મથી ભિન્ન નથી. આ તત્ત્વનું નામ અદ્વૈત છે, એને જ અદ્વૈતવાદ કહેવામાં આવે છે. દ્વૈતવાદીઓ જીવ તથા બ્રહ્મનો ભેદ માની જગત્‌ને સત્ય કહે છે પણ એ વાત વિચાર કરતાં બરાબર જણાતી નથી, કેમકે વેદાન્તનું તાત્પર્ય અદ્વૈત પ્રતિપાદનમાં છે. કારણ કે **अज्ञातज्ञापकत्वं शास्त्रत्वम्** ॥ " જે અજ્ઞાત વિષયને સમજાવે તે શાસ્ત્ર, જીવ અને બ્રહ્મનો જે અભેદ તેને વેદાન્તશાસ્ત્ર સમજાવે છે. કારણ કે સંસારી જીવોને તેની ખબર નથી. તેમજ જગત્ મિથ્યા છે એ પણ વેદાન્ત જ પ્રબોધે છે. માટે વેદાન્ત શાસ્ત્ર છે. જીવ બ્રહ્મના ભેદની અને જગત્‌ની સત્યતાની વાત તો સર્વ જીવ જાણે જ છે. એજ વાત જો વેદાન્ત કહે તો તેતો ચર્વિત ચર્વણ કર્યું કહેવાય. એ સ્થિતિમાં તો વેદાન્ત જે સર્વોપરી છે તે શાસ્ત્ર નામને પણ લાયક રહેતું નથી. તેમજ બીજી વિશેષ વાત એ છે કે —**नेह नानाऽस्ति किंचन** । આ સંસારમાં કોઇ પ્રકારનો ભેદ નથી અર્થાત્ અભેદ છે. સર્વત્ર એક જ આત્માની સત્તા વિલસી રહી છે છતાં **मृत्योः स मृत्युमाप्नोतियइह नानेव पश्यति** । "આ સંસારમાં જે ભેદ જુએ તે મૃત્યુથી મૃત્યુને પામે છે. અર્થાત્ ભેદ ભાવથી વારંવાર જન્મ મરણ રૂપ સંસાર ચક્રમાં ભ્રમણ કર્યા કરે છે. " આ પ્રમાણે શ્રુતિ સ્વયં ભેદનો નિષેધ કરી. ભેદવાદીની નિંદા કરે છે પરંતુ વેદાન્તમાં અભેદ વાદની નિંદા જોવામાં આવતી નથી. માટે વેદાન્તનું તાત્પર્ય અદ્વૈતમાં છે. એ સહજે સમજાય છે. શ્રુતિઓમાં જ્યાં જીવ અને ઈશ્વરના

ભેદનું વર્ણન છે. તે ઉપાધિને લઈને છે. જેમ ચન્દ્ર એક છતાં જૂદાં જૂદાં પાત્રોની ઉપાધિથી અનેક રૂપે દેખાય છે. વસ્તુતઃ ચંદ્રમામાં ભેદ નથી. તેમ જીવ અદ્વિતીય બ્રહ્મ-સ્વરૂપ છે પણ અંતઃકરણ રૂપ ઉપાધિના ભેદથી નાનારૂપે પ્રતીત થાય છે. વસ્તુતઃ અખંડ ચૈતન્ય એકજ છે.

જે લોકો દ્વૈતવાદને સત્યમાની બીજાને તેનો ઉપદેશ કરે છે તેના ઉપર અમે દોષારોપણ કરતા નથી. કારણ કે તેમાં પણ અમને આત્માજ દેખાય છે. અદ્વૈત સિદ્ધાન્ત બહુ જ ગહન છે શ્રી કૃષ્ણ પરમાત્મા સ્વમુખે કહે છે કે

**आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तिथव चान्यः ।**
**माश्चर्यवच्चैनमन्यः श्रुणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित्**

અર્થ—કોઇક-સાધન સંપન્ન મુમુક્ષુજ એ આત્માને જાણે છે. તેમજ એવો કોઈક સાક્ષાત્કાર કરનાર તેને આશ્ચર્યની પેઠે કહી શકે છે. તથા સાચો સાધક જ એને આશ્ચર્ય જેવો સાંભળે છે બીજા કેટલા એક તો સાંભળવા છતાં સમજી શકતા નથી. તેથી આરંભમાં ચિત્તૈકાગ્ર દ્વારા અધિકાર કરવા માટે દ્વૈતવાદ પણ ઉપકારક છે નિર્મલ આકાશમાં બાલકો જેમ મલિનતાની કલ્પના કરી તેવું માને છે તેમ અનાદિકાળના અધ્યાસથી ભેદ માનનારાઓ પણ અદ્વિતીય બ્રહ્મમાં જીવ અને જગત્‌ની કલ્પના કરી તેને સત્ય માને છે. આવી રીતે ભેદ સમજતાં છતાં તે લોકો સ્વવર્ણાશ્રમનાં કર્મ અને ઉપાસના-ભકિત જો શ્રદ્ધાપૂર્વક તથા પ્રેમપૂર્વક કરશે તો અંતઃકરણ નિર્મળ અને એકાગ્ર બનતાં અદ્વૈત વાદનું રહસ્ય અવશ્ય સમજી શકશે. અસ્તુ.

શ્રીમદ્ ભગવાન્ વ્યાસ અદ્વૈતવાદી છે, મહર્ષિ જૈમિનિ. મહર્ષિ ગૌતમ, મહર્ષિ કણ્વણાદ. મહર્ષિ કપિલ અને મહર્ષિ પતંજલિ પોત પોતાનાં દર્શનમાં શ્રીવેદવ્યાસને અદ્વૈતવાદી કહે છે. આ કારક કોટીના પ્રાચીન મુનિઓનાં વચન કરતાં બીજાં કોઈનાં વચન વિશેષ શ્રદ્ધેય હોઈ સકે નહિ માટે એ મુનીશ્વરની સાક્ષીથી ભગવાન્ બાદરાયણ સિદ્ધાન્ત અદ્વૈત છે એ નિર્વિવાદ છે. અદ્વૈતજ્ઞાનનેજ અભેદજ્ઞાન અથવા તત્વજ્ઞાન કહેવામાં આવે છે. એ જ્ઞાન જ મુક્તિનો માર્ગ છે. શ્રુતિ પણ કહે છે કે "જ્ઞાન વિના મુક્તિ નથી." તેજ તત્ત્વજ્ઞાનનું ભગવાન્ શ્રીશંકરાચાર્ય મહારાજે શ્રીવેદાન્ત સાર સંગ્રહમાં સ્પષ્ટીકરણ કરેલું છે. ગ્રંથની લેખનશૈલી સુંદર ચમત્કારમયી છે શ્લોકો કાવ્યની પેઠે અતિ મધુર છે આ ગ્રંથના અભ્યાસથી બહુધા વેદાન્તનું રહસ્ય સારી રીતે તે સમજવામાં આવી જાય છે. જે મુમુક્ષુ શારીરક ભાષ્ય, ઉપનિષદ્ભાષ્ય આદિ કઠિન ગ્રન્થોને સમજી શકતા નથી તેને માટે આ ગ્રંથનો ઉપયોગ કરી સ્વામીજીના શ્રમને સફલ કરશે. સ્વામીજીનું વેદાન્તચિંતન તો ચાલે જ છે. પણ તે ચિંતન પુનઃ બીજા પુસ્તકરૂપે પ્રકટ થાય એવો તેમનો ઉત્સાહ વધે માટે ગ્રંથને ખરીદ કરી બ્રહ્મવિદ્યાની પૂજાનો અપૂર્વ લાભ લેશે. એવી સૂચનાપૂર્વક આ ઉપોદ્ઘાતને પૂર્ણ કરવામાં આવે છે. ઓં ઇતિશમ્.

**ખંભાત.**
ચન્દનલક્ષ્મી પાઠશાળા.
સં. ૧૯૮૭ પોષ વદિ ૧૧
ને બુધવાર—ઉત્તરાયણ.

લિ૰
**यति मुकुन्दाश्रम.**
**વ્યાખ્યાન વાચસ્પતિ.**




# ॥ विषयानुक्रमणिका ॥


| विषयः | पृष्टः |
|---|---|
| ग्रंथकारकृत मंगलाचरणम् ... ... | २ |
| अनुबंध चतुष्टयः ... ... ... | ३ |
| साधन चतुष्टयः ... ... ... | ६ |
| नित्यानित्य वस्तु विवेकः ... ... | ८ |
| विषयदोष दर्शनपूर्वक वैराग्यम् ... ... | १० |
| कामना दोषो... ... ... ... | २६ |
| कामने जीतवाना साधनों ... ... | ३३ |
| धनना दोषो... ... ... ... | ३७ |
| वैराग्यनुं फल ... ... ... | ४४ |
| शमादिसाधननिरूपणम् ... ... | ४९ |
| मनः प्रसन्न थवानां साधनो ... ... | ५४ |
| अढार साधनोनुं विशेषरूपे कथन ... ... | ५५ |
| दमकथन ... ... ... ... | ६६ |
| तितिक्षा कथन ... ... ... | ७१ |
| अथ संन्यास कथनम् ... ... ... | ७७ |
| अथ श्रद्धा ... ... ... ... | १०१ |
| अथ समाधानम् ... ... ... | १०४ |
| मुमुक्षुत्वम् ... ... ... ... | १०७ |
| मुमुक्षुताना चार प्रकार अने तेना लक्षणो ... | १०८ |

| विषयः | पृष्ठः |
|---|---|
| मुमुक्षा वृद्धिनां कारणो ... ... ... | ११५ |
| श्रीमद्‌गुरुलक्षण–वा महिमा ... ... | ११७ |
| गुरु प्रसाद संपादन प्रकारः ... ... | ११९ |
| गुरुलाभ प्रशंसा अने तीव्र मुमुक्षा निवेदनम् ... | १२० |
| आत्म अनात्म विवेकः ... ... ... | १३६ |
| अध्यारोपः ... ... ... | १३७ |
| अज्ञान कथनम् ... ... ... | १३८ |
| सत् असत् लक्षणम् ... ... ... | १३८ |
| अज्ञाननुं अनिर्वचनीयत्व ... ... | १४० |
| अज्ञानमां प्रमाण ... ... ... | १४० |
| अज्ञानना बे प्रकार ... ... ... | १४१ |
| माया उपहित ईश्वरः ... ... ... | १४३ |
| अविद्या उपहित जीवः ... ... ... | १४६ |
| प्राज्ञ स्वरूपम् ... ... ... | १४७ |
| जगत्सृष्टि क्रमः ... ... ... | १४९ |
| अभिन्न निमित्तोपादानपणुं ... ... | १५० |
| पांच भूतोनी उत्पत्ति ... ... ... | १५२ |
| लिंग शरीरम् ... ... ... | १५३ |
| ज्ञानेन्द्रियो अने अन्तःकरणम् ... ... | १५४ |
| चतुर्विध अन्तःकरणम् ... ... ... | १५५ |
| विज्ञान मयकोशः ... ... ... | १५७ |
| मनोमय कोशः ... ... ... | १५९ |
| चित्त प्रसादनां साधनो ... ... ... | १६४ |
| सत्त्वगुणवधारनार साधनो ... ... | १६६ |
| प्राणमय कोशः ... ... ... | १६९ |
| पंची करणम् ... ... ... | १७५ |
| ज्ञान कर्मेन्द्रियोनुं सामर्थ्य कथन ... ... | १८० |

| विषयः | पृष्ठः |
| --- | --- |
| आत्मानु कोशादिकोथी असंगपणुं ... ... | १८३ |
| ब्रह्मांड सृष्टिः ... ... ... | १८६ |
| अन्नमय कोशः ... ... ... | १९० |
| आत्म स्वरुपम् ... ... ... | १९४ |
| आत्म अनात्माध्यासः ... ... ... | १९५ |
| अविद्यानी द्विशक्तिः ... ... ... | २०४ |
| आवरण शक्तिः ... ... ... | २०४ |
| विक्षेप शक्तिः ... ... ... | २०५ |
| आवरण शक्ति कार्यम् ... ... ... | २०६ |
| विक्षेप शक्ति कार्यम् ... ... ... | २०७ |
| अध्यासथी संसारोत्पत्तिः ... ... | २०८ |
| अज्ञान नाशक्रमः ... ... ... | २१२ |
| पुत्रात्मवादः ... ... ... | २१५ |
| पुत्रात्म वादीमत खंडनं देहात्मवादीमत कथनम् | २१७ |
| इन्द्रियात्मवादः ... ... ... | २१९ |
| प्राणाऽऽत्मवादः ... ... ... | २२१ |
| मन आत्मवादः ... ... ... | २२३ |
| बुद्ध्यात्मवादः ... ... ... | २२४ |
| अज्ञानात्मवादः ... ... ... | २२६ |
| ज्ञानाज्ञानात्मवादः ... ... ... | २२८ |
| शुन्यात्मवादः ... ... ... | २३० |
| आत्मा सद्भावमां प्रमाणो ... ... | २४२ |
| आत्मानुं सच्चिदानन्दरुपत्व ... ... | २४४ |
| आत्मानुं आनन्दरुपत्व ... ... | २५९ |
| आत्मानुं अद्वितीयत्व ... ... ... | २६४ |
| आरोपित प्रपंचनो अपवाद ... ... | २६५ |

| विषयः | | | | पृष्टः |
|---|---|---|---|---|
| तत्त्वं पदार्थ विषय प्रश्न | | ... | ... | २७३ |
| तत्पदवाच्यार्थः | ... | ... | ... | २७६ |
| त्वंपदवाच्यर्थः | ... | ... | ... | २७९ |
| लक्षणा अंगीकारः | ... | ... | ... | २८२ |
| जहल्लक्षणा निरासः | ... | ... | ... | २८५ |
| अजहल्लक्षणानिरासः | ... | ... | ... | २८७ |
| भागत्यागलक्षणाभ्युपगमः | | ... | ... | २९१ |
| तत्त्वंपदलक्ष्यार्थस्वरूपम् | ... | ... | ... | २९२ |
| वाक्यार्थविरोधाभावः | ... | ... | ... | २९३ |
| अखंडार्थोपदेशः | ... | ... | ... | २९५ |
| अथ केवलबोधपंचकम् | ... | ... | ... | २९९ |
| अथ तत्त्वमसिपंचकम् | ... | ... | ... | ३०३ |
| अधिकारिभेदाः | ... | ... | ... | ३०६ |
| मुख्याधिकारीः | ... | ... | ... | ,, |
| मुख्याधिकारीने बोधप्राप्तिः | | ... | ... | ३०७ |
| गौणाधिकारीयोने मननादि अपेक्षा | | ... | ... | ३१० |
| मननस्वरूपम् | ... | ... | ... | ३११ |
| ध्यानस्वरूपम | ... | ... | ... | ,, |
| समाधिर्द्विविधा | ... | ... | ... | ३१३ |
| सविकल्पसमाधिः | ... | ... | ... | ,, |
| निर्विकल्पसमाधिः | ... | ... | ... | ३१४ |
| सविकल्पसमाधिर्द्विविधा | | ... | ... | ३१५ |
| दृश्यानुविद्धः स० समाधिः | | ... | ... | ,, |
| ज्ञाननिष्ठामां कर्मनो अनुपयोग | | ... | ... | ३२३ |
| शब्दानुविद्ध; स० समाधिः | | ... | ... | ३२८ |
| निर्विकल्प समाधिः | ... | ... | ... | ३३० |

| विषयः | पृष्ठः |
|---|---|


| | |
|---|---|
| बाह्य समाधि प्रकारः ... ... ... | ३३१ |
| सम्यग्बोधपर्यंत समाधिषट्काभ्यासः ... | ३३८ |
| योगस्तदंगानि च ... ... ... | ३४१ |
| सप्तज्ञान भूमिकाः ... ... ... | ३४८ |
| (१) शुभेच्छानुं लक्षण ... ... ... | ३४९ |
| (२) विचारणानुं ल० ... ... ... | ३५० |
| (३) तनुमानसीनुं ल० ... ... ... | " |
| (४) सत्त्वापत्तिनुं ल० ... ... ... | " |
| (५) असंसक्तिनुं ल० ... ... ... | ३५१ |
| (६) पदार्थभाविनीनुं ल० ... ... | " |
| (७) तुर्यगानुं ल० ... ... ... | ३५२ |
| (१) जाग्रज्जाग्रत् ... ... ... | " |
| (२) जाग्रत्स्वप्नः ... ... ... | " |
| (३) जाग्रत्सुषुप्तिः ... ... ... | ३५३ |
| (४) स्वप्नजाग्रत् ... ... ... | " |
| (५) स्वप्नस्वप्नः ... ... ... | " |
| (६) स्वप्नसुषुप्तिः ... ... ... | ३५४ |
| (७) सुप्तिजाग्रत् ... ... ... | " |
| (८) सुप्ति स्वप्नः ... ... ... | " |
| (९) सुप्ति सुप्तिः ... ... ... | ३५५ |
| (१०) तुर्याख्या ... ... ... | " |
| जीवन् मुक्तिः ... ... ... | ३५७ |
| विदेह मुक्ति स्वरूपम् ... ... ... | ३६१ |
| शिष्याचार्य संवादोपसंहारः ... ... | ३६७ |
| ग्रंथ समाप्तिः ... ... ... | ३६८ |


॥ इति विषयानुक्रमणिका ॥

# ॥ शुद्धिपत्रम् ॥

| पृष्टांकः | पंक्तिः | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| १ | १४ | श्वी | श्री |
| ३ | १६ | तदिहोच्यत | तदिहोच्यते |
| ६ | १८ | सिद्धिर्न्यस्य | सिद्धिर्नान्यस्य |
| ,, | ,, | किंचिर्नादूनस्य | किंचिदूनस्य |
| ७ | ५ | साधना | साधनो |
| ,, | ६ | साधनानो | साधनोनो |
| ११ | १३ | प्रद्रश्यते | प्रदश्यते |
| १२ | ५ | अन्तर्महारोगवती | अन्तर्महारोगवती |
| १४ | १२ | निषेद्धरूपे | निषेधरूपे |
| १६ | ७ | खांसा | खांसी |
| ,, | १२ | जबाब | जवाब |
| १९ | ४ | देवपदना | देवपदनी |
| २० | २ | सत्कम | सत्कर्म |
| २४ | १७ | गहस्पृहा | गृहस्पृहा |
| ,, | १९ | भूर्यशनिहि | भूर्यशनिर्हि |
| २६ | १८ | मलाभिपूण | मलाभिपूर्ण |
| ३२ | ९ | जंतोध्रुब | जंतोर्ध्रुव |

| पृष्टांकः | पंक्तिः | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| ३४ | १ | तेना | तेनो |
| ,, | १२ | कासंकल्प | कामसंकल्प |
| ,, | १३ | वृक्ष नथी | वृक्ष थतुं नथी |
| ,, | १४ | पण ना थाय छे | पण नाश थाय छे |
| ,, | १५ | संक नाशथी | संकल्प नाशथी |
| ३९ | १६ | पुनर्जम | पुनर्जन्म |
| ,, | ,, | पुनर्जन्मय छे | पुनर्जन्म थाय छे |
| ,, | १७ | अनर्थनीद्ध | अनर्थनी वृद्धि |
| ,, | १८ | दुःखदह | दुःखद होवाथी |
| ,, | १९ | तेम | तेमां |
| ,, | २१ | गतिथी | गतिनथी |
| ४२ | ३ | धनना | धननो |
| ,, | १९ | सदाकुलमति भीत | सदाकुलमति भींत |
| ५० | २ | थथी | नथी |
| ५५ | १६ | प्राातिः | प्रीतिः |
| ७९ | १५ | क्रियानं | क्रियानुं |
| ८२ | १० | निर्गंग | निर्गुण |
| ,, | १८ | नि॑कर्म | निष्कर्म |
| ९३ | ७ | वक्तु | वस्तु |
| ९६ | १९ | १९ | १९९ |
| ९९ | २ | करमां | करवामां |

| पृष्टांकः | पंक्तिः | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| ९९ | ११ | गाण | गौण |
| ,, | ११ | प्रकारना | प्रकारनी |
| १०२ | १९ | शास्र | शास्त्र |
| १०३ | ५ | वाक्यो: | वाक्ययो: |
| १०६ | १४ | बलवद्र | बलवद्र |
| ,, | १५ | शमादिषट्कं | शमादिषट्क |
| १०९ | ९ | सवकार्यः | सर्वकार्यः |
| ,, | २० | सषाति | सैषाति |
| ११० | १३ | संसृति | संसृतिं |
| १११ | १९ | तदेतत्रि | तदेतात्रि |
| ११४ | १६ | ब अन्तर न्धनथी | अन्तर बन्धनथी |
| ११६ | १८ | गुरु | गुरुं |
| ११९ | १४ | शुश्रषया | शुश्रुषया |
| १२० | ९ | अन | अने |
| ,, | १६ | र्वदंन | र्वदन |
| ,, | १९ | मोह सुगात | मोहं सुगतिं |
| १२२ | १५ | त | तं |
| १३१ | ९ | श्रृणुष्व | शृणुष्व |
| १३६ | ७ | वस्तुनस्तत्त | वस्तुनस्तत्त्व |
| १३९ | ११ | अमत्थी | असत्थी |

| पृष्ठांकः | पंक्तिः | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| १४२ | ४ | नदीपस्य | न दीपस्य |
| १४६ | ६ | अविद्या उपाहत | अविद्या उपहित |
| १४८ | १८ | ना भेदो | नो भेदो |
| १५१ | १८ | सवस्य | सर्वस्य |
| १५२ | २१ | प्रधानत्व | प्रधानत्वं |
| १५३ | १२ | सक्ष्म भूतेभ्यः | सूक्ष्म भूतेभ्यः |
| १५४ | ५ | चव | चैव |
| १५५ | १० | प्रकाशकत्व | प्रकाशकत्वं |
| १५८ | १६ | तदुत्पन्न फल | तदुत्पन्न फलं |
| ,, | ,, | विशिष्ट | विशिष्टं |
| १६० | ५ | कामायते | कामयते |
| १६४ | १२ | चीरीन | चोरीन |
| ,, | १८ | कांड्क्षया | कांक्षया |
| १६७ | २२ | याय छे | थाय छे |
| १६८ | ५ | हजमां | सहजमां |
| १७९ | ११ | अनेनोद्भूतगुणकं | अनेनोद्भूतगुणकं |
| १८१ | १५ | इन्द्रिय भूदिनो | इन्द्रिय भूमिनो |
| १८४ | ९ | भोक्तृना | भोक्तृता |
| १९६ | १६ | आत्माना | अनात्माना |
| २१७ | ४ | दषण | दूषण |

| पृष्ठांकः | पंक्तिः | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| २३६ | १३ | नाशित्वा, प्रतिक्षणम् | नाशित्वात्प्रातिक्षणम् |
| ,, | १४ | ५९ | ५५९ |
| २३४ | १६ | छीन्धि | छिन्धि |
| २४१ | २ | आत्मानो | आत्माने |
| २४३ | १० | श्रातिनो | श्रुतिनो |
| २४८ | ११ | सूर्यादिप्रभावा | सूर्यादिप्रभया |
| २५२ | १६ | सवस्मा | सर्वस्मा |
| २५४ | ९ | निधि | निधिं |
| ,, | १० | दाटला | दाटेला |
| २५८ | १२ | दुखं | दुःखं |
| २५९ | १९ | निभय | निर्भय |
| २६४ | १ | ३६४ | २६४ |
| २६७ | १६ | विमद्यते | विभिद्यते |
| २७० | १० | ब्रह्मा | ब्रह्मा |
| २७४ | ११ | अथ | अर्थ |
| ,, | १५ | वाक्या थ श्रति | वाक्यार्थ श्रुति |
| २७५ | १९ | तत्वमसी | तत्त्वमसी |
| २७८ | ११ | वाक्कार्थो | वाक्यार्थो |
| २८१ | ११ | ब्रह्मणोऽतै | ब्रह्मणोऽद्वैत |
| २८५ | ८ | घोपना | घोषना |

| पृष्ठांकः | पंक्तिः | अशुद्धिः | शुद्धिः |
|---|---|---|---|
| ,, | १२ | सव | सर्व |
| २८८ | १८ | नाहल्लक्षणा | नाजहल्लक्षणा |
| २९५ | ७ | ७३४ | ७६४ |
| ३०४ | १२ | ब्रह्यैवा | ब्रह्मैवा |
| ,, | १३ | ब्रह्याणि | ब्रह्माणि |
| ३१३ | १७ | सत्व वस्तुनुं | सत्य वस्तुनुं |
| ३२४ | ८ | स्थित | स्थिता |
| ३१५ | १३ | द्विविघा | द्विविधा |
| ३२३ | १२ | कर्मोंप | कर्मोप |
| ३२५ | १२ | मृदी | मृदा |
| ३३६ | ८ | अद्वितीय | अद्वितीय |
| ३४५ | १९ | स्वरूष | स्वरूप |
| ३४७ | ,, | यथारापित | यथारोपित |
| ३४९ | १४ | बुद्धैः | बुधैः |
| ,, | २२ | जाइये | जोइये |
| ३५० | १३ | तेनुं | तनुं |
| ३५४ | २ | विद्वान् | विद्वन् |

॥ इति शुद्धिपत्रम् ॥

# श्री वेदान्तसिद्धान्तसार संग्रह:



श्री सत्स्वामी रेवानन्दगिरि महाराज.

ठि. परमहंस सन्यास आश्रम.

मु. साणन्द.

Lakshmi Art, Bombay 8.



तत्सत्परमात्मने नमः

श्रीमदाद्यशंकराऽऽचार्यविरचितः

# सर्ववेदान्तसिद्धान्तसार संग्रहः

## टीकाकारकृतमंगलम्

दोहा

सच्चित् आनन्दरूपविभु, गो मति ज्ञान–अतीत
नामरूपजग ज्यां नहीं, ते हुं शुद्ध अजित ॥१॥
शंभु गिरा गुरु गजवदन, श्रीपति दिनपति देव ॥
वन्दन करुं कर जोडी द्वय, सफल करो मम सेव ॥२
भाष्यकार श्रीशंकरे, रच्यो जे ग्रंथ अनूप ।
वेदान्तसार संग्रहतणी, टीका करुं अनुरूप ॥३॥

**आमुख**—श्रीसनातनधर्मधुरंधर भगवान्भाष्यकार श्रीमज्जगद्गुरु आद्य श्रीशंकराचार्य महाराजे अद्वैत सिद्धान्तने सरल रीते स्पष्ट करवा सारु, श्रीवेदान्तसिद्धान्तना

साररूप संस्कृत भाषामां अनुपम ग्रंथ बनावेलो छे पण संस्कृतनो जेने अभ्यास नथी तेवा मुमुक्षु पुरुषो तेनो लाभ लइ शके नहीं ते माटे तथा 'तत्कथनम्' ए श्रुति आज्ञाने अनुसरी निश्चय करेल सिद्धान्तने 'स्थूणा खनन' न्याये दृढ करवा सारु, सरल अने शुद्ध गुजराती भाषामां टीका करुं छुं ॥

## अथ ग्रंथकारकृतमंगलाचरणम्

अखंडाऽऽनन्दसंबोधो-वन्दनाद्यस्य जायते ।
गोविन्दं तमहं वन्दे, चिदानन्दतनुं गुरुम् ॥१॥

टीका—जे सद्गुरुने नमस्कार करवाथी अखंडानन्द ब्रह्मस्वरुपनुं अपरोक्ष-प्रत्यक्ष-ज्ञान थाय छे, तेवा साक्षात् चिदानन्दस्वरूप श्रीमद् गोविन्दपादाचार्य श्रीसद्गुरुने हुं (श्रीशंकराचार्य) वंदन-नमस्कार करुं छुं ॥१॥

## वस्तुनिर्देशात्मकमंगलम्

अखण्डं सच्चिदानन्द-मवाङ्मनसगोचरम् ।
आत्मानमखिलाऽऽधार-माश्रयेऽभीष्टसिद्धये ॥२॥

टीका—अखंडसच्चिदानन्दब्रह्म जेने मन, वाणी अने इन्द्रियो जाणी शकती नथी. अने समग्र मायाकल्पित प्रपंचनुं जे अधिष्ठान छे. ते सर्वात्मरूप आनन्दब्रह्मनो इच्छित फल-मोक्ष-नी सिद्धि माटे आश्रय करुं छुं ॥२॥

## विघ्नहरमंगलम्

यदा लंबोदरं हन्ति, सतां प्रत्यूहसंभवम् ।
तदाऽऽलम्बे दयाऽऽलंबं, लम्बोदरपदाऽम्बुजम् ॥३॥

टीका—जे गजानन-गणेशनो आश्रय, काम क्रोधादि विघ्नोथी उत्पन्न थनारा सत्पुरुषोना भयने हणे छे, एवा दयानाआधाररूप श्रीगणेशना चरणकमलनो हुं आश्रय करुं छुं ॥३॥

## ग्रन्थप्रातिज्ञा

वेदान्तशास्त्रसिद्धान्त-सार संग्रह उच्यते ।
प्रेक्षावतां मुमुक्षूणां, सुखबोधोपपत्तये ॥ ४ ॥

टीका—शुद्धबुद्धिवाला मुमुक्षुओने सुखपूर्वक अपरोक्ष ब्रह्मज्ञाननी प्राप्ति थाय ते माटे 'सर्ववेदान्तसिद्धान्तसारसंग्रह' नामे ग्रंथनुं कथन कराय छे ॥४॥

## अनुबन्धचतुष्टयम्

अस्य शास्त्राऽनुसारित्वा-दनुबन्धचतुष्टयम् ।
यदेव मूलं शास्त्रस्य, निर्दिष्टं तदिहोच्यत ॥५॥

टीका—जे अनुबन्धचतुष्टयने शास्त्रनुं मूल कहेल छे. आ ग्रन्थपण शास्त्रानुसार होवाथी अनुबन्धनुं स्वरूप आदिमां ग्रन्थकार कहे छे. ॥५॥

अधिकारी च विषयः, सम्बन्धश्च प्रयोजनम् ।
शास्त्राऽऽरंभफलंप्राहु–रनुबन्धचतुष्टयम् ॥ ६ ॥

टीका—(१) अधिकारी, (२) विषय, (३) सम्बन्ध, (४) प्रयोजन, ए चार अनुबन्धो शास्त्रआरंभनुं फल छे. एम प्राचीन ऋषियो कहे छे. अर्थात् चार अनुबन्ध ग्रन्थारंभना हेतुभूत छे. बुद्धिमान् पुरुषो अनुबन्धने जाण्याविना ग्रन्थमां प्रवृत्ति करता नथो. जेम गृहारंभ पहेलां तेना पायानी मजबुती करवामां आवे छे. कारणके गृहनी दीर्घकालसुधी जे स्थिरता तेनो आधार पायानी दृढता उपर छे. तेम ग्रन्थनी महत्ता अने मान्यतानो आधार पण अनुबन्ध उपर छे. ॥६॥

(१) अधिकारी

चतुर्भिःसाधनैःसम्य–क्संपन्नोयुक्तिदक्षिणः ।
मेधावी पुरुषो विद्वा–नधिकार्यत्र संमतः ॥ ७ ॥

टीका—विवेकादि चारसाधन संपन्न, युक्तिनिपुण, मेधावी–प्रकृत विषयने धारण करवानी बुद्धिवालो, चतुर, विद्वान एवा लक्षणवालो जे पुरुष ते आ ग्रंथनो अधिकारी छे. ॥ ७ ॥

(२) विषय

विषयः शुद्धचैतन्यं, जीवब्रह्मैक्यलक्षणम् ।
यत्रैव दृश्यते सर्व–वेदान्तानां समन्वयः ॥ ८ ॥

टीका--शुद्ध, निर्विकार चैतन्यकूटस्थ, (अवस्थात्रणनो साक्षी-जीव) तथा सच्चिदानन्दब्रह्म, ते बेउनी एकता ए आ ग्रन्थनो विषय छे. कारणके जीव ब्रह्मना अभेदमां ज सर्व वेदान्त-अध्यात्म-शास्त्रनो समन्वय छे ।८॥

(३) सम्बन्ध

**एतदैक्यप्रमेयस्य, प्रमाणस्यापि च श्रुतेः ।**
**सम्बन्धः कथ्यते सद्भि-र्बोध्यबोधकलक्षणः ॥९॥**

टीका-जीवब्रह्मना ऐक्यरूप जे प्रमेय अने उपनिषद्-रूप प्रमाण ते बन्नेनो सत्पुरुषोये बोध्यबोधकभाव सम्बन्ध कहेलो छे. ब्रह्म अने आत्मानुं ऐक्य ए प्रमेय-बोध्य-जाणवा-योग्य छे अने अध्यात्मशास्त्र तेनुं बोधक एटले जणावनार छे तेथी प्रमेय-विषय-अने ग्रंथनो बोध्यबोधकभाव सम्बन्ध छे. विचारद्वारा प्रमेय-जन्य-उत्पन्नथवाने योग्य छे अने प्रमाणरूपग्रन्थ जनक-उत्पन्न करनार छे माटे विषय अने ग्रन्थनो जन्यजनकभाव संबन्ध छे, अधिकारी प्रापक-प्राप्त करनार अने विषय प्राप्य-प्राप्त थवाने योग्य छे माटे तेनो प्राप्यप्रापकभाव सम्बन्ध छे. विचार अने अधिकारीनो कर्तृकर्तव्यभाव सम्बन्ध छे. अधिकारी विचारनो कर्ता छे ने विचार करवा योग्य छे. आ रीते अन्य पण समजी लेवा ॥ ९ ॥

प्रयोजन

ब्रह्माऽऽत्मैकत्वविज्ञानं, सन्तः प्राहुः प्रयोजनम् ।
येन निःशेषसंसार–बन्धात्सद्यः प्रमुच्यते ॥१०॥
प्रयोजनं संप्रवृत्तेः, कारणं फललक्षणम् ।
प्रयोजनमनुद्दिश्य, न मन्दोऽपि प्रवर्तते ॥११॥

टीका—ब्रह्म अने आत्माना अभेदनुं विज्ञान–अपरोक्ष ज्ञान एज आ ग्रन्थनुं परम प्रयोजन छे. जे परम प्रयोजन-वडे कार्य कारणरूप समग्र संसारथी–बन्धमांथी–तत्काल मुक्त थवाय छे. केमके ग्रन्थमां सारी रीते प्रवृत्त थवानुं कारण ए परम प्रयोजनज छे. मंद–बुद्धिनीमंदतावालो–पुरुष पण प्रयोजन विना कोइ प्रकारनी प्रवृत्ति करतो नथी. माटे ज्यां ज्यां प्रवृत्ति त्यां त्यां प्रयोजन होयज. तेज प्रमाणे आ ग्रंथमां मुमुक्षुनी प्रवृत्ति थाय तेटला सारु 'कारणसहित अनर्थनी निवृत्ति अने परमानंदनी प्राप्ति, एज आ ग्रन्थनुं प्रयोजन छे ए नक्की करवामां आवेल छे. ॥१०–११॥

साधनचतुष्टय

साधनचतुष्टयसंपत्ति–र्यस्याऽस्ति धीमतः पुंसः ।
तस्यैवैतत्फलसिद्धिर्न्यस्य किंचिन्न्दूनस्य ॥१२॥

टीका—आगळ कहेवामां आवशे एवी साधन संपत्ति जे बुद्धिमान् पुरुषमां होय तेज पुरुषने फलसिद्धि–मोक्ष–प्राप्त

थाय छे. जो ते साधनमां थोडीपण न्यूनता होय तो पुरुषने ब्रह्मात्मैक्यज्ञान सिद्ध थतुं नथी ॥१२॥

चत्वारि साधनान्यत्र, वदन्ति परमर्षयः ।
मुक्तिर्येषां तु सद्भावे, नाऽभावे सिध्यति ध्रुवम् ।१३।

टीका—ते वेदान्तशास्त्रमां साधनो चार प्रकारनां छे एम प्राचीन मुनियो कहे छे. ते साधननो सद्भाव होय छे तो मुक्ति थाय छे अने तेना अभावमां (न होवाथी) निश्चय मोक्षनी प्राप्ति थती नथी ॥१३॥

आद्यं नित्याऽनित्यवस्तु–विवेकः साधनं मतम् ।
इहाऽमुत्रार्थफलभोगविरागो द्वितीयकम् ॥१४॥
शमादिषट्कसंपत्ति–स्तृतीयं साधनं मतम् ।
तुरीयं तु मुमुक्षुत्वं, साधनं शास्त्रसंमतम् ॥१५॥

टीका—नित्य अने अनित्य वस्तुनो विवेक ते प्रथम साधन मान्युं छे. आलोक तथा परलोकनां विषयफल भोगववामां दोष दृष्टि अर्थात् तेना परित्यागनी इच्छा ते वैराग्य-नामक बीजुं साधन छे. शमादि छसंपत्ति ए त्रीजुं साधन छे. शास्त्रोए मान्य करेल मुमुक्षुता (मोक्षनी इच्छा) ते चोथुं साधन छे॥ १४–१५ ॥

नित्यानित्यवस्तुविवेकः

ब्रह्मैव नित्यमन्यत्तु, ह्यनित्यमिति वेदनम् ।
सोऽयं नित्याऽनित्यवस्तु–विवेक इति कथ्यते ॥१६

टीका—साक्षात् ब्रह्मवस्तु त्रणेकालमां नित्य–सत्य–छे. ब्रह्मथी अन्य समग्र अविद्याजाल अनित्य छे. एवो निश्चय तेने नित्यानित्यवस्तुविवेक कहेवाय छे ॥१६॥

मृदादिकारणं नित्यं, त्रिषु कालेषु दर्शनात् ।
घटाऽऽद्यनित्यं तत्कार्यं, यतस्तन्नाश ईक्ष्यते ॥१७॥

टीका—त्रणे काल ( भूत, वर्तमान अने भविष्य )मां घटशरावादिनुं कारण मृतिका नित्य छे. मृतिकानां कार्य घटादि सदा अनित्य छे. तेथी कार्यनो सदा नाश थतो देखाय छे अर्थात् कारणरूपे मृतिका सत्य–नित्य–छे ने घटादि कार्यरूपे अनित्य छे. ॥१७॥

तथैवैतज्जगत्सर्व–मानित्यं ब्रह्मकार्यतः ।
तत्कारणं परं ब्रह्म भवेन्नित्यं मृदादिवत् ॥१८॥

टीका—मायासह ब्रह्मनुं कार्य होवाथी ते प्रमाणे (दृष्टान्तमां कह्या मुजब) आ जगत् प्रपंच अनित्य छे. ने शबल ब्रह्म मृतिकानी पेठे सर्वदा नित्य छे. अर्थात् कार्यरूप जगत् अनित्य अने कारणरूप ब्रह्म नित्य छे ॥१८॥

सर्गं वक्त्यस्य तस्माद्वा, एतस्मादित्यपिश्रुतिः ।
सकाशाद्ब्रह्मणस्तस्मा–दनित्यत्वे न संशयः ॥१९॥

टीका—दृश्य जगत् अनित्य छे एम श्रुति भगवती स्वयं कहे छे. "तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधीभ्योऽन्नम् । अन्नाद्रेतः । रेतसः पुरुषः" ॥ अर्थ–ते आ मायाविशिष्ट ब्रह्मथी आकाश, आकाशथी वायु. वायुथी अग्नि. अग्निथी आप–जल. जलथी पृथिवी. पृथिवीथी ओषधियो. ओषधिमांथी अन्न. अन्नथी रेत. रेतस्थी–वीर्यथी–पुरुष. आ प्रकारे सृष्टि उत्पन्न थइ छे. माटे कार्यरूप जगत् अनित्य छे. एम कहे छे माटे तेमां संशय नथी. ॥१९॥

सर्वस्याऽनित्यत्वे, सावयवत्वेन सर्वतःसिद्धे ।
वैकुण्ठादिषु नित्यत्व–मतिर्भ्रम एव मूढबुद्धीनाम् ॥

टीका—आ जगत् सावयव ( आकारवाळुं ) होवाथी अनित्य छे ए सिद्ध छे. तेम प्रमाणो पण तेवीज साक्षी पूरे छे. छतां मूढबुद्धिवाला पुरुषो वैकुण्ठादिमां नित्यबुद्धि राखे छे. ए तेमनी भ्रान्त बुद्धिनुंज परिणाम छे. कारणके मायानुं कार्य समग्रब्रह्माण्ड छे तेना कोइ एक भागमां वैकुण्ठादिलोकनी कल्पना भेदवादियो करे छे. पण ज्यां समग्र ब्रह्माण्ड

अनित्य छे त्यां तेनी अंदर रहेल वैकुण्ठादिलोक नित्य केम होइ शके? माटे ते पणअनित्यज छे। अनित्यमां नित्यबुद्धि ए भ्रम-भ्रान्तिज कहेवाय ॥२०॥

**अनित्यत्वं च नित्यत्व-मेवं यच्छ्रुतियुक्तिभिः।**
**विवेचनं नित्यानित्य-विवेक इति कथ्यते ॥२१॥**

टीका—ए प्रमाणे श्रुतियो अने युक्तियोवडे अनित्य रूप तथा नित्यस्वरूपनुं सारी रीते विवेचन करवुं ते नित्यानित्य विवेक कहेवाय. अधिकारीओए नित्यानित्य विवेकनुं वारंवार मनन करी साक्षात् विवेकना स्वरूपमां तद्रूप थवुं. एज रीते प्रथम विवेक साधन प्राप्त करवुं. प्रथम साधन सिद्ध थाय त्यार पछीज बीजा साधनना अभ्यासनो आरंभ करवो. जो प्रथमना साधनमां कचाश-न्यूनता होय छे तो ते पछीनां त्रण साधनोमां प्रवेश थइ शकतो नथी ॥ इतिविवेक कथनम्.

विषयदोषदर्शनपूर्वकवैराग्यम्

**ऐहिकाऽऽमुष्मिकाऽर्थेषु, ह्यनित्यत्वेन निश्चयात्।**
**नैःस्पृह्यं तुच्छबुध्या, यत्तद्वैराग्यमितीर्यते ॥२२॥**

टीका—आलोकना तथा परलोकना भोगोने विषे अनित्यपणानो निश्चय थवाथी ते तुच्छ छे एवी बुद्धिवडे जे निःस्पृहता-इच्छारहितपणु-ते वैराग्य. एम सत्पुरुषो कहे छे.॥२२॥

नित्याऽनित्यपदार्थ—

विवेकात्पुरुषस्य जायते सद्यः ।

स्रक्चन्दनवनितादौ,

सर्वत्राऽनित्यवस्तुनि विरक्तिः ॥२३॥

टीका—अधिकारी पुरुषने नित्यानित्यपदार्थना विवेकथी, पुष्पनी माला, चन्दनादिसुगंधी पदार्थ. तथा स्त्री विगेरे संसारना भोगोमां तत्काल वैराग्य उत्पन्न थाय छे. सर्व पदार्थो सातिशयादि दोषवाला छे, एम विवेक ज्ञानथी ज्यारे जाणवामां आवे छे त्यारे वैराग्ग उत्पन्न थाय छे. ॥ २३ ॥

काकस्य विष्टावदसह्यबुद्धि—

र्भोग्येषु सा तीव्रविरक्तिरिष्यते ।

प्रदृश्यते वस्तुनि यत्र दोषो—

न तत्र पुंसोऽस्ति पुनःप्रवृत्तिः ॥ २४ ॥

टीका—भोग्य पदार्थोमां कागडानी विष्टा समान असह्यबुद्धि तेनुं नाम तीव्र वैराग्य कहेवाय छे. कहेवानो हेतु ए छे के पक्षिचांडाल काकनी विष्टामां कोइपण अन्यप्राणीनी ग्राह्यबुद्धि थती नथी तो पछी मनुष्य तेने ग्राह्य गणेज शी रीते ? ज्यारे ब्रह्माना भोगथी ते स्थावरना भोग सुधी अत्यंत ग्लानीपूर्वक त्यागनी इच्छा थाय तेने शास्त्रकारो वैराग्य कहे छे. जे पदार्थमां सुज्ञ पुरुषने दोष दृष्टि थाय छे तेमां तेनी पुनः कदापि प्रवृत्ति थती नथी माटे विचारशीले जेम

बने तेम मायीक पदार्थोमां दोष दृष्टि करवी जेथी वैराग्यवृत्ति दृढ थाय छे. ॥ २४ ॥

विरक्तितीव्रत्वनिदानमाहु—
भोग्येषु दोषेक्षणमेव सन्तः ।
अन्तर्महारोगवती विजान-
न्को नाम वेश्यामपि रूपिणीं व्रजेत् २५

टीका—भोग्य पदार्थोने विषे अतिदोष दृष्टि थवी तेने संतपुरुषो तीव्र वैराग्यनुं निदान--'कारण'—कहे छे. जेम अतिरूपवती वेश्या स्त्रीने अंतर अंगमां कोइ महारोग थयो छे एवुं जाण्या पछी, कामी पुरुष तेना अनेक प्रकारना हावभाव जुवे छतां तेना संसर्गनी इच्छा करतो नथी. तेम संसारना सर्व भोगो उपरथी सुंदर देखाय छतां अन्तरमां महारोग (जन्म मरणरूप) युक्त छे 'भोगे रोगभयम्' एवुं आप्त पुरुषनुं वचन छे. ए जाण्या पछी कयो बुद्धिमान् पुरुष भोग माटे प्रवृत्ति करे ? कोइ न ज करे. माटे जिज्ञासुए विषयोमां दोष दृष्टि करता रहेवुं. ॥ २५ ॥

अत्राऽपि चाऽन्यत्र च विद्यमान—
पदाऽर्थसंमर्शनमेव कार्यम् ।
यथाप्रकाराऽर्थगुणाऽभिमर्शनं
संदर्शयत्येव तदीयदोषम् ॥ २६ ॥

